1/११ ३७

૬૯૩૪ શ્રી.

# કાન્ત ગુપ્તા.

## શૃંગાર રસથી ભરપૂર.

**આર્યા.**

કાવ્ય રૂપી માલતિનાં, કુસુમ શ્રેણી આ સુંદર ગુંથેલી;
કોણ માત્ર તે પાસે, સુખ સુરભીમાં કનક તણી વેલી.


રચી પ્રગટ કરનાર.

**અમરેલી નિવાસી.**

**કવિ પિતાંબર ધનજી બ્રહ્મક્ષત્રી.**



આવૃત્તિ ૧ લી પ્રત. ૧૦૦૦

**મુંબઇ.**

**"આર્ય મુદ્રાલય" પ્રેસ કાલબાદેવીરોડ**

વિક્રમાર્ક ૧૯૫૫.

કિંમત પાંચ આના.

૬૯૩૪

શ્રી.

# કાન્ત ગુપ્તા.

## શૃંગાર રસથી ભરપૂર.

**આર્યા.**

કાવ્ય રૂપી માલતિનાં, કુસુમ શ્રૃણી આ સુંદર ગુંથેલી;
કોણ માત્ર તે પાસે, સુખ સુરભીમાં કનક તણી વેલી.

રચી પ્રગટ કરનાર.
અમરેલી નિવાસી.
**કવિ પિતાંબર ધનજી બ્રહ્મક્ષત્રી.**

આવૃત્તિ ૧ લી પ્રત. ૧૦૦૦

મુંબઇ.
"આર્ય મુદ્રાલય" પ્રેસ કાલબાદેવીરોડ

વિક્રમાર્ક ૧૯૫૫.

કિંમત પાંચ આના.

શ્રી

# ગુરૂ મિત્ર સ્મરણ.

## સ્વાત્મા પ્રતિઉકિત.

### દોહરા.

અંગરૂપી આગારનો, અખંડ વાસી જેહ;
એહોંથી મમ હંસ શિખ, સાંભળ ધરી સનેહ. ૧

તન મન શ્રમ વિત લોભ તજિ, દેશાટણ મોજાર;
સંગ રાખિ શુભ સ્નેહથી, અરપ્યું જ્ઞાન અપાર. ૨

એવા આશા રામ સુત, રેવાશંકર નામ;
ધ્યાંન તે તણું શુભ દિલે, ધરજે આઠે જાંમ. ૩

એ સમ તુજ હિતકર નહી, અવની અંબર એક;
તેથિ કદી તજતો નહીં, તુજનો ધર્મ વિવેક. ૪

કાળિદાસ કુળદિપકને, ડોસા વિરજી મિત્ર;
સોનિ મુળજિ સુત કાનજી, વરણું પરમ પવિત્ર.

સંગ વસીને સર્વદા, સંગિત રસનું પાન;
અધિક સ્નેહસાથે કર્યુ, કદિ નવ કરયું ગુમાન. ૫

મિત્ર ધર્મ અસિપર કરી, ક્રીડા અપરંપાર;
એ સુ પરાક્રમથી નતું, ભ્રષ્ટિત થતો લગાર. ૭

રે મમ જિવ શિખ તૂજને, અરપી અધિક અમૂલ;
તજીશને ને તુંકદા, થઇ જાતાં શિર ડૂલ, ૮

સેવક પિતાંબરદાસ ધનજી. બ્રમ્હક્ષત્રી

# વિજ્ઞાપના.

---

સૃષ્ટીનું સૌંદર્ય અને તેની અનુપમ રચના, તરીકે ભૂતળ પરની અવનવી લીલા એજ પેદાના કરનાર કિરતારનું ખરૂં સ્વરૂપ છે. એ મહાન પિતાએ પૃથ્વી, પાણી, આકાશ ઇત્યાદિ પંચમહાભુતો અને તેના ભોકતા તરીકે ન્યુનાધિક સત્તાને પ્રાપ્ત થયેલા જીવો, તેમાંપણ સર્વોપરી સત્તાને પ્રાપ્ત થયેલો એવો મનુષ્યદેહ પામવાને ભાગ્યશાળી થયેલો જીવ, જેની જરૂરિયાતને માટે એ કૃપાળૂ પિતાએ કંઇપણ જાતની ન્યુંનતા રાખીજ નથી. જે અવનવી રચના વિવિધ પ્રકારના વૈભવ સહીત આપણે નેત્ર દ્વારાયે અવલોકન કરિયે છિયે. જેની અંદર અત્યાનંદ સમાયલાછે. પરંતુ વિદ્યાનંદ સર્વોત્કૃષ્ટ છે. કેમકે, એ નિરમળ, જનપ્રિય, તેમજ સુખકારક અને અખુટછે. તે એટલેસુધીકે, મહાન મહાન વિદ્વાનો તો શૂં પરંતુ સરસ્વતીદેવી પણ એ વિદ્યાના વર્ણનનો પાર પામી શકે નહીં, એમ કેવામાં લેશમાત્ર પણ સંશય નથી. વિદ્યા ચોદ પ્રકારનીછે એશાસ્ત્રમાં વિદીતછે. તેમા સંગીત વિદ્યા પ્રાધાન્ય પદ ધરાવેછે કારણ એ જયારે શાસ્ત્રાધાર પ્રમાણે તાલ સૂર નીયમાનુસાર સાજ સમૂદાય સાથે મગ્ન નર અથવા નારી સમયાનુસાર રાગો ગાવામાં તલીન થાય છે., ત્યારે તે ગાનાર તેમજ શ્રોતાજનોને એટલો આનંદ થાયછે, કે સ્વર્ગનું સુખ અહીંજ હોય નહીં! એમ જણાયછે. અને તેનાયોગે કરી માણુસ શ્રુતીફળ પ્રાપ્ત કરી શકેછે, એમ

ગાંધર્વ વેદમાં કહ્યુંછે. એજ રીતે પીંગળના નીયમાનુસાર એટલે ગણિતાદી દોશથીરહીત. તેમજ રંસાલંકારથી ભરપૂર કાવ્યો નીયમાનુસાર વાંચતા તેની સમજુતી બુદ્ધીવડે જાણ-વામાં આવેછે, ત્યારે એ આનંદપણ સંગીતાનંદ સરખોજ થાયછે. તેમ ફળમાપણ એ વાંચનવિદ્યા સંગિત વિદ્યા સર-ખીજછે. એવી મારી જીજ્ઞાશાને અનુસરી મારા પ્રથમ પ્રયા-સનૂ આ ( કાંન્તગુપ્તા ) નામનું લઘૂ પુસ્તક પ્રીય વાંચક વર્ગની સેવામાં મુકતા આનંદ પામું છું. અવકાશને વખતે ક-રેલું તેમજ પ્રથમ પ્રયાસ માટે મારે કબુલ કરવું જોયે કે દોષથી રહીત નહીંજ હોય પરંતુ આપ વાંચન વર્ગ સુધારી વાંચશો. એવી આશા છે.

આ પ્રસંગે મારા જ્ઞાન સમર્પણ કરનાર સદ્ગુરૂ રેવાશંકર આશારામ કેજેમણે કાવ્ય કૃતિના ભેદ તેનુરહસ્ય ઇત્યાદિ ઉત્સાહ પુર્વક મને ભણાવ્યાછે. તેમનેમાટે તેમનો ઉપકાર માનવાની તક આ પ્રથમ જોગવાયે જતી કરવી એ મને વાજબી લાગતું નથી. તેમજ શાસ્ત્રી મણીશંકર પ્રાણશંકર જેમણે મને મુંબઇમાં આવ્યા બાદ ઘટતી સલાહ ને યોગ્ય મદદો આપેલીછે તેપણ આવખતે હું મારી સ્મૃતિ માહેથી વિસારી શકતો નથી.

સેવક **પિતાંબરદાસ ધનજી.** બ્રમ્હક્ષત્રી

# મેધદૂતસાર.

યાને

# મનોરંજક કલ્પના તરંગ.



મહા કવિ કાલીદાસનુ શુદ્ધ ગુજરાતી ગદ્યાત્મક ભાષાંતર
સારા વિદ્વાંન લેખકની કસાયલી કલમથી
લખાયું છે.

કીંમત રૂ. ૦—૬—૦

સાંમટી ખરિદ કરનારને સારૂં કમીશંન
આપવામા આવશે.



પ્રસીદ્ધ કરનાર

બાલુભાઈ કહાનદાસ મણીયાર ભાવનગરવાળા.

"આર્ય મુદ્રાલય" કાલબાદેવીરોડ મુંબઇ

૬૯૩૪

શ્રી.

# કાન્ત ગુપ્તા.



## અથ નમસ્કારાત્મક મંગળાચરણ.



### ઇંદ્રવજા વૃત્ત.

જે સૃષ્ટિ પાળે અતિ પ્રીત ધારી,
જેની કૃતી છેક જણાય ન્યારી,
નામી અનામી સદ્ગૂણ ગામી,
એવા પ્રભૂને નમુ શીશ નામી.

### ઉપજાતિ વૃત્ત. (આશિર્વાદાત્મક.)

સુસ્વેત વર્ણિં પટશ્વેત ધર્ણિં.
વિધા સુભર્ણિં ધિગિરા સુકર્ણિં;
એ ભારતી ભારત વાસિયોને,
સહાય થૈ સૂખ સદા દિયોને.

### માલિની વૃ-ત. (વસ્તૂ નિર્દેષ.)

જય જય જગસ્વામી, ભસ્મ ધારી અકામી,
જય જય જગત્રાતા, સૂખશાન્તી સુધામી;
નહિ નહિ મતિમારી, ગ્રંથ પંથેયિ લુપ્તા,
તુજ તણિ મદદેથી આ રચું કાન્ત ગુપ્તા.

## ઉપજાતિ વૃત્ત.

ક્રીડા કરી કાંમ સહસ્ત્ર સંગે,
કનિષ્ઠિકે શૈલ ગૃહ્યો પ્રસંગે;
એ કૃષ્ણ લીલા કવિકાશ્રયેથા,
સ્વાદિષ્ટ શ્રૃંગાર રચ્યું મુદેથા.

## દોહરા. ( ગ્રંથ પ્રયોજન. )

વિશ્વ તણી ખટપટ થકી, શ્રમિત થયેલા જંન;
વાંચિ વિરામી, ચિત વિશે થાયે અતિ પરસંન. ૫
વિરહ વ્યથા દંપતિતણી. અનુભવિ રૂડી રીત;
વિયોગ વામિનિનો થતાં, અટકાયે નિજ ચીત. ૬
નિજ છાયા સમનારિને, જાણી મન મોઝાર;
દેશ વિદેશે વામિની, વિમુખ ન કરે લગાર ૭
વિરહ વ્યથા સહિ વામિની, કાયર બને અપાર,
તદપિ શિયળ ચૂકે નહીં, પિત્તાંબર નિરધાર. ૮

## આર્યા (ગીતિ.)

નિજનિ સહચરી પ્રત્યે, સ્વામિ વિરહવરણે વિરહી વામ;
તેથિ કરીને આપ્યું, ગ્રંથ તણૂ શુભ 'કાન્ત ગુપ્તા' નાંમ

## શાર્દુલ વિક્રીડિત, વૃત્ત. (શહેર વરણન.)

આલી આ પુર આપણું સહકિલે, ઓપે સદાયે અતી;
જોતાં સર્વ જનોતણાં ચિત ઠરે, ખામીન એમાં રતી;
મંજુ મંજુલ પંથ પ્રૌઢ પળના, પાકા કરેલા ખરે;
એવૂં પૂર તજી પતી જઈ વસ્યા, વીદેશ માંહી અરે. ૧૦
વેપારી અગણિત વસે સરવદા, રે મસ્ત વેપારથી;
શ્રીમંતાઇ તણી વૃધી દિનદિને, પામે પુરા પ્યારથી;
શ્રીમંતો દિનજન ઉધમ થકી, પામેન આકાશ રે;

એવૂં પૂરતજી પતી જઈ વસ્યા, વીદેશ માંહી અરે. ૧૧
હાટેહાટ બજાર બૈવિધ લસે, માલો અમૂલી થકી;
ખાંમો ખાંમ ખરીદ દાર ઠઠરે, ખાન્તે ખરીદે છકી;
હંમેશાજ ભરાયછે ગુજરીયો, સંધ્યા શમે શૂભરે;
એવૂં પૂરતજી પતી જઇ વસ્યા, વીદેશ માંહીં અરે. ૧૨
પાળે પુત્ર સમી પ્રજા સરવદા, ઊમંગ ઊરે ધરી;
એવા પર્મ કૃપાલુછે મહિપની, તેતૂં જુએછે ખરી;
શાસ્ત્રા ધાર ગ્રહી સુન્યાય અરપી, રાજી અતીરે ઉરે;
એવૂં પૂરતજી પતી જઈ વસ્યા, વીદેશ માંહી અરે. ૧૩
શાળાઓ પણ ઠામ ઠામ દરસે, સૂશિક્ષકો છે ઘણું;
ગાંધર્વો સુ વરાંગના સુખ દિયે, સૌકાળ સંગિતતણું;
આશા કૈક પ્રકારની ઉરધરી, વીદેશિ વાસો કરે;
એવું પૂર તજી પતી જઈ વસ્યા, વીદેશ માંહીં અરે. ૧૪
મંદીરો મુદકારિ સૂધરમના, પ્રખ્યાતિ પા મેલ છે
રિધ્ધી સિધ્ધિ સહીત ધર્મ ગુરૂઓ, સંકીર્તિ પા મેલ છે;
શાંન્તી શાંન્તિ તમામ ઠામ દસ્સે. ખાંમી ન તેમાં ખરે;
એવું પૂર તજી પતી જઇ વસ્યા, વીદેશ માંહીં અરે. ૧૫
પશ્ચીમે સરિતા પુલીન ફરતાં, મંદીર મા દેવનાં;
મેળા ત્યાંજ ભરાય સૂ સમયના, સારી બને સેવના;
રાજે ઊપવને અપાર બગિચા, સૂ બંગલા સાથરે;
એવું પૂર તજી પતી જઇ વસ્યા, વીદેશ માંહી અરે; ૧૬
વાપી કૂપ તડાપિકા પુરપતેં, કીધેલ છે કોડથી;
ચાહે દેશિ વિદેશિયો નિરખવા, દિલની અતી દોડથી;
આભા ભા અતિશે પિતાંબર દિસે, સૌઠામ ખચ્ચીતરે;
એવું પૂર તજી પતી જઇ વસ્યા, વીદેશ માંહી અરે ૧૭

ઇતિ શહેર વર્ણન.

## અથ ઋતુ વર્ણન—પ્રથમ વરષા.

### વસંતતિલકા વૃત્ત.

આવી અલી રૂત વૃષા અતિવેગ સાથે;
દીધાંન દર્શ નિજને પ્રિય પ્રાણ નાથે
અંબૂદ અંબર વિશે અવરેખિ આંખે;
ઊરે ઉચાટ ઉપજે અતિ પીયુ પાંખે; ૧૮

### સવૈયા.

ખગ માળ કરી નિજ માળ મહીં, નિજ કાળ વ્યતીત કરે સુરિતે;
જન જેહ વિદેશ વિશે વસતા, સહુ તેહ સ્વદેશિ થયાજ પ્રિતે;
જન કાશિદ કાશિદ તાઇ તજી, રૂત પાવસ રીત વિચારિ ચિતે;
અલિનાથ વિદેશથિના વળિયા, નિજથી દિન પાવસ કેમ વિતે?! ૧૯

ઘડિ સૂર પ્રકાશ અપૂર કરે, ઘડિ અંબુદ ઓથથિ છૂપિ રહે;
ગરમી ગરમી સહિ પ્રાણિ સહૂ, નિજ ઊર અતી અકળાઇ રહે;
અહિં ને તહિંયાં નિરદ્યાનિ ગતી, અતિ વેગ ભરી દરસાઇ રહે;
સહુ એ ચિનહો વરસાદ તણા, પરખી જન મન મુદીત રહે. ૨૦

### ગીતિ.

ઇંદ્ર તણી સ્વારીની, નકી ચાતકે છકિને લલકારી;
વિદિત થઇ દશ દીશે, તદાપન નાથે સુધી લિધી, મારી. ૨૧

### સવૈયા એકાવળી અલંકાર.

ઝડિ આવિ અતી અભિમાન ધરી, અસુમાર સમીરનિ સાથ ચડી;

ચડિ ચોટ સલીલ વૃષાવિરહી, ન વિરામ લહે અલિ
એક ઘડી;
ઘડિ કેટલિ દીન હશે ન સુજે, ઘડિ આપણિ રાત્રિથિ બંધ પડી
પડિ મંદિર અંદર પીડ સહું પતિની વિણ વૈરિણિ પેખુ
ઝડી. ૨૨

## માલની વૃત્ત.

સરવ દિશિ જણાયે, અંબુ અંબૂ ભરેલી;
વસુમતિ બિજ ધર્વા, કાજ ઉત્સુક થયેલી;
સરવ ગતિ થજો તે, પંક પંકે ભરેલા;
વિચરિત જન સર્વે, છત્ર ધારી ઠરેલા.

## ઉપજાતિ વૃત.

જાયે નભે વાદળિઆ છકેલી,
જાણે કરીણી નવ હોય ઘેલી;
અનંગનું જોર અતી વધારે,
પતી વસે આલિ વિદેશ મારે. ૨૪

## શાર્દુલ વિક્રીડિત. વૃ-ત.

ધીરી ધીરિ ગતી ધરી સમિરઆ, સર્વ સ્થળે વાયને;
વૃક્ષોના રસ શ્રાવતો પળ પળે, કંપિત્ કરે કાયને;
કોકીલો હરિ સૂર ભર્પુર કરી, વિધુત્ત ચમ્કી ઘણી;
આપી ત્રાસ અપાર આલિ હરિ લે, હાંમીજ હૈયાતણી. ૨૫

## વસંતતિલકા વૃ-ત.

ગ્રિષ્મે રવી કિરણથી, અતિ શુષ્ક થાતી;
આશ્રીત પ્રાંણિ દુખિયાં, નિરખી દુખાતી;
પાવસ્સ પામિ ઉદધી, સમ દર્શી દૈને;
શૈવાલિની દુખ દિયે, રિપુ તુલ્ય થૈને. ૨૬

## ગીતિ.

કોઇ કામિની કોડે, ઝુલે હિંડોળા ખાટ પતી સાથે;
કોઇ રમે ચોપાટે, દાવ દેખિ સોગઠી હણે હાથે; ૨૭
કોઇ ગંજિફા લેને, રમે* રતી ધરિ અધીક સુખ શાન્તે;
નવ દંપતિ પરણેલાં, રમે સ્વવસુની નિકટ અમિત ખાન્તે. ૨૮
કોઇ મલાર ઉચારે, નવિન નવિન સાજે મેળી પ્રીતે;
નહીં સખી સુખ એવું, અનૂભવ્યું પતિસાથ વસી સુરિતે ૨૯

## ચાંમર વૃત.

દાવ દાવ વેલિ કાશ, અંકુરો લસે અતી;
ક્ષેત્ર માહિ ધાન્ય છોડ, ની કનિષ્ટ પંકતી
ક્ષેત્રને વિલોકિ ખેડુ, મૂદ પામિ મન્નમા;
લાગિયાંજ ધાન્ય વૃધ્ધિ, ના અતી પ્રયત્નમા ૩૦

## ગીતિ, (સ્મૃત્યલંકાર.)

નભ મહિ ધનુષ વિલોકી, યાદ થાય પ્રિય પતિ ભૃકુટી દાસી;
હાય! પતી નથિ પાસે, ઉર વૃધિ થાયે અતિશય ઉદાસી. ૩૧

## શિખરિણી વૃત.

ઘટા અંબૂદોની, ગિરિવરનિ માથે ઝુકિ રહે;
અકાલીકા ભૂમી, સ્પરશક રિ અબ્રે જતિ રહે;
ઘડીમા અંબૂદો, વરસિ વળિ જાુદું રૂપ ધરે;
વિયોગી વામાનાં, હૃદય હણ તોશ્રાવણુ ખરે; ૩૨

## વસંતતિલકા વૃત. (સંદેહાલંકાર.)

કાં તો યુવંતિ અવરે, પતિને ફસાવ્યા;
કાં તો ઉરે નિજ તણો કંઇ દોષ લાવ્યા;

કાં કાર્ય કાંઇ અધુરાં, રહિયાં હશેજ:;
નૈતો વૃષાંતર વિદેશ, નહીં વસેજ:; ૩૨

### ત્રોટક વૃત્ત. (વાસકશય્યા.)

વપુ ચંદનથી ચરચીત કરી,
કુસમો તણિ માલ સુ કંઠ ધરી;
નિશિ મૂખ ધ્વની નિરદોનિ સુણી,
રતિ આલય આલિ ધસે તરૂણી. ૩૩

### ઉપજાતિ વૃત. (ભ્રાંત્યા પન્હુતી.)

પપીહ તું પીયુ પિયુ પુકારી,
આલાપ દાદૂર અતી ઉચારી;
પિડેછ શાને, ન સંયોગિણી છુ,
પતી વિયોગે દુખણી ધણી છું. ૩૪

### વસંતતિલકા વૃત.

આકાશ વીજ ચમકી, ચિતને ડરાવે,
કોકીલ નાદ કરિ ધીર સહુ તજાવે;
નાચે મયુર વનમાં, મધુ ગીત ગાતા,
વીયોગિ વામ સહુને સખિ કષ્ટ દાતા. ૩૫

અશ્રૂ શ્રવે નયથી ન શકાય જાલી;
ભીંજાય ઓષ્ટ ઉરજો દિનરેન આલી;
પુષ્પોનિ માળ ભુષણો અળગાં કરીને;
બેઠી વિયોગિ વનિતા, સુખ કર્ધરાને. ૩૬

દાદૂર સૂર અતિશે, ચિતને ભમાવે;
ખદ્યોત વૃંદ ઉડિને, વપુને સતાવે;
ઝીંગોર ઝિલ્લિ ગણના, જરિ ના સુણાયે;
પાવસ્સ વિર્હિ વનિતા, રિપુણી ગણાયે. ૩૭

## ઉપેંદ્રવજા વૃત.

ધરી સુગંધી સુમનો શ્રુતીયે,
ઉરે ભરી ચંદનને પ્રિતીયે;
વિલાસ આગાર વિશે વસીને,
પ્રિયો પતી ચીત હરે હશીને. ૩૮

## શિખરિણી વૃત (અભિસારિકા,—કૃશ્ના.)

ધટા અંબૂદોની નભનિમહિ જામી અલિ અતી;,
છવાઇ નીશાછે દરશિત ન થાયે વપુ રતી
વિલોકી વીજેથી, પ્રિતમ વિથિ સહૂપંકથિ ભરી;
અતી વેગે જાયે, અભિતથિ અભીસારિક ખરી. ૩૯

## દોહરો.

પશુ પંખી જન મુદિત કર, મહિ તરૂ લતિ ભરનાર;
વિતાવિયો સજની વૃષા, સ્વામિ વિના દુખકાર. ૪૦

## ઇતિ વર્ષા.

## અથ શરદ વર્ણન.

## વસંતતિલકા વૃત.

મંજુલ માસ સજની, દુખિયાજ જાયે;
ઉદાસિ ઉરથિ ઘડી નહી, દૂર થાયે;
આવી સુશર્દ તદપી, પતિના પધાર્યા;
આ એકિ હું સદનમાં હિણુ ભાગિ ભાર્યા. ૧

## છપય.

અંબર અમળ થયુંજ, હીમકર વિમળ પ્રકાશે
કુપ સર વાપી સરિત, સલીલ સ્વચ્છ અતિ ભાસે;

નભ ભાસ્કર ભલિ ભાત, ઉદિત થઇ પ્રભા પ્રસારે;
દંપતિયો ઉર પ્યાર, અપાર સજની વધારે;
દુખ ઉદધી અંદર હું અરે, ડુબતિ ડુબતિ દરશાઉં છું;
નથિ ઉગરવાનિ આશા જરી, પતિ દુર થકી મુઝાઉં છું. ૨

## રસાવળી વૃત્ત

પ્રિત ધરિ દંપતિ પુર્ણ, ધવલ ચિર અંગ ધરે છે;
બેશી જોડા જોડ, વાત વિલસતી કરેછે;
મંદ મંદ હસિ હસી, પરસ્પર ચિતજ પ્રબોધે;
ઘડિવિયોગ નવ થાય, યત્ન એવાં ઉર શોધો;

## વસંતતિલકા વૃત્ત.

ઇંદુ પ્રભા શશિ મુખી, શુભ હાસ્ય માહીં;
ભૂમી નભેં સરિતને, સરકંજ જ્યાહીં
ભંગો કદંબ તણિજે. શુભ ડાળિ ડોલે;
એ સર્વ ઠાંમ હરિયાં, શરદે કલોલેં. ૪

## ઉપેંદ્ર વૃજા, વૃત્ત.

નદી તણુંનીર રૂચીર રાજે;
વળી લસે તીર તણી ધરાજે;
સુબાગ રાજે વિટપો સમાજે;
પ્રતિ સ્થળેં શર્દ નિવાસ આજે. ૫

## વિશેશક, વૃત્ત;

ધાન્ય અનેક પ્રકાર તણાં તઇયાર બને;
પંખિ ગણો લુટિલૂટિ ખુશીખુશિ ભોર બને;
તોય અલી પતિના, વળિયાજ વિદેશ થકી;
સેજ નહીજ સુવાય, ઉઠૂં ઝબકી ઝબકી. ૬

## ઉપજાતી વૃત્ત.

આનન્દિ દીનો નવ રાત્રિ ફેરા;
વળી સહૂને પ્રિયજે દસેરા;
વદે જનોવાત વિલાસિ એની;
પિડાત એ વિર્હિ વનીન બેની. ૭

## માલીની, વૃત્ત.

નિધિ નિજ ઉતપાતી, છોડીને શાન્તિ પામ્યો;
ધરિ ધિરજ મરાલેં, તાલવીગોગ વામ્યો;
જલદ સમર જીતી, માંન શર્દેંદુ પામ્યો;
વિરહિ વનિત શીરે, મેનલૈ સૈન્ય આવ્યો. ૮

## શિખરિણી, વૃત્ત.

યુવંતીને આસ્યેં, હિમકરનિ આભા અતિ લસે;
વળી ચક્ષૂ ઓમાં, સફરિ અરૂનાઇ વર વસે;
રૂડી નાસીકાનો, તિલકુસુમ આકાર અભિજો;
પ્રભા બંદૂકોની, અધર પર રાજે અધિક જો. ૯
દશંનોની માંહી, રમણિક પ્રભા કુંદનિ નકી;
સુવાક્યોની વાંષે, અમરત મધૂતાઇ છલકી;
સરોજોની તુલ્યેં, ચરણતળિનૂં કોમળ પણું;
ફરે એવી રીતેં, શરદ, નિરખી દુઃખિત બણું. ૧૦

## માલિની, વૃત્ત.

વિપિન વિપિન વેલી, વૃક્ષ વૃક્ષેં ભરેલાં;
ફળ ફુલ થકિ ફાલી, જન્નમંનો હરેલાં;
ફરર ફરર ફેંકે, વાયુને વૃક્ષ ડોલે;
ખગ ગણ કણ કાજે, ડુંડિયોનેજ ફોલે; ૧૧

## ગીતિ.

કણે ભરેલા સાંઠા, કંજ છોડને કુસુમ ગુચ્છ રાજે;
તેને શરદ સમિરઆ, કંપાવે સખિ રિપુ બનિને આજે. ૧૨

## શાર્દુલ વિક્રીડિત; વૃત્ત.

દારા દીન દિવાળિના નિરખિને,હૈયે હરખાય છે;
આગારો અતિ ઓપિતા કરણુની, તૈયારિને ચ્હાયછે;
સ્વામીસંગ અગાશિમાં ઉમંગથી, રૂડી હવાને લહે;
વીયોગી વનિતા સદા વિરહની, દાવાગ્નિયે તો દહે. ૧૩
વેશ્યા રીજવવા રસીક જનને, રાગો રૂડા ગાયછે;
સૂણીં સૂણિ રસીક દંપતિ ગણો, ખૂશીખુશી થાયછે;
લ્હાવો ખુબ લઇ રહી શરદનો, જે સ્વાંમિ સંયોગિણી
વીયોગી વનિતા સદા વિરહના, તાપેં બળે રે ઘણી. ૧૪

## વસંત તિલકા, વૃત્ત.

દીવાલિના દિવસ આ, પ્રિય દાસિ આવ્યા;
આગાર ઓપિતઅતી, યુવતેં બનાવ્યા;
સર્વ સ્થળે દિપતણી, વર માળ દીપે;
પુરૂષ જેમ નિરખની, યુવતી સમીપે. ૧૫
સ્વાંમી વિનાં સરવએ, દુખ દાય લાગે;
વીલોકતાં મન મહી, મનમથ્થ જાગે;
સૂવું શયેં સદનમાં, મુજને ગમેના;
વિહાગિન ધૂપ ધડિયે, મુજને તજેના.

## ઉપેંદ્ર વજ્રા, વૃત્ત.

દિપાવળી હાટ બજાર શોભે;
વિલોકતાં દીલ અધીક લોભે;

વહી પુજી સાકર પાંન વેચે,
નવીન નામાં બલિજાત ખેંચે. ૧૭

રૂડા રૂડા રાગનિ ખાંત ધારી,
ભરે સભાજંન મુદીત કારી;
સુગાયકો ગાય રૂડી રિતેથી,
ઇનાંમ લે જાય ગૃહે પ્રિતેથી. ૧૮

અરે સખી આજ અવાસ માંહીં,
દિવાળિ ને, સર્વ દિનોનિ માંહીં;
ગુણી ગુણી નાથનિ પાસ આવી,
ખુશી થતા રાગ રૂડા સુણાવી. ૧૯

પરંતુ સ્વાંમી પરદેશ મારે,
અવાસ સુંનો નકિ તેથિ આરે;
વિલોકતાં મંન અતી મુંજાયે,
પતી વિનાં દાસિ દિવાળિ જાયે. ૨૦

સખી રૂતુ શર્દ અતી રસીલી,
પરંતુ સ્વામી વિણ હૂંજ વીલી;
પતી પતીજીભ સદા જપેછે,
વિયોગથી કાય અતી તપેછે. ૨૧

## શિખરિણી. વૃત્ત.

નિકેતે, નીકેતેં સરવ નરનારી ખુશિ રહે;
નવા દીનો જાણી, ભુપણ ભલિ ભાતેં ધરિ રહે;
પતીને પિર્સે છે, મધુર મધુરાં ભોજન અતી;
અલી એવી રીતેં, સુખણિ થઇનાહૂં કદિ રતી. ૨૨

સુરાગારે સ્નેહે દરશનનિ કાજે યુવતિયો;
કરીણીની તુલ્યેં, ગતિ કરતિ જાયેશ્ફુર તિયો;

કરી કોઉ દર્શો, સહનનિજ આવે મહપતી;
અલી એવી રીતે સુખણિ થૈ નાકું કદિ રતા. ૨૩

## ઉપેંદ્ર વજ્રા,વૃત્ત.

નથી નથી આશ બચ્યાનિ દાસી,
ઉરે વૃધી પામિ અતી ઉદાસી;
ખુશી મહીં એક ઘડી ન જાયે,
પતી વિના શર્દથિ દર્દ થાયે. ૨૪

વિતી ગઇ ઔધિ પતી ન આવ્યા,
વળી પ્રિતી પત્ર નહીં પઠાવ્યા;
વિવીધ શંકા ઉર ના સમાયે,
પતી વિના શર્દથિ દર્દ થાયે, ૨૫

હશે જ કાંઇ વપુતો બિમારી,
ગયા ન ત્યાંથો ફુરતો પધારી;
પરંતુ એ કેમ કહી શકાયે,
પતી વિના શર્દથિ દર્દ થાયે. ૨૬

લખ્યું ઘણીં પત્ર પરંતુ તેની,
ખબર નથી ઠામ તણીજ એની;
ગતી મતી મંન તણી મુઝાયે,
પતી વિના શર્દથિ દર્દ થાયે. ૨૭

કરૂં સખી કેમ મને ન સૂજે,
વિચારતાં આ નિજ ઊર ધ્રુજે;
શિ રીત વાલી ધિરતો ધરાયે,
પતી વિના શર્દથિ દર્દ થાયે. ૨૮

જનો પ્રસંગે પરદેશ વેઠે,
ન હોય કોયે કદિ આંનિ પેઠે;

ન આમ પત્રો રિતિ ભૂલિ જાયે,
પતી વિના શર્દથી દર્દ થાયે. ૨૯

ઘટે ઘણા ઘાટ ઘડી ઘડીહું,
નિરાશ થૈ બેસું રડી રડીહું;
નિશે નહીં સૂખનિ નિદ્ર થાયે,
પતી વિના શર્દથિ દર્દ થાયે. ૩૦

પુરી રિતે ભોજન નાજ ભાવે,
ઘડી ઘડી અંબક અશ્રુ આવે;
રૂચીર શ્રૃંગાર નહીં સજાયે,
પતી વિના શર્દથિ દર્દ થાયે, ૩૧

### દોહરો.

મધુ મુદ કર હિમકર ધુતિદ, મિન ત્રાતા સુખ કાર;
વિતાવિયો સજની શરદ, સ્વામિ વિના દુખ કાર. ૩૨

### ઇતિ શરદ.



### અથ હિમન્ત વર્ણન.

### વસંતતિલકા વૃત્ત.

હીમન્ત હીમત ધરી, હિમ હીમ લેતી;
સાથે સમીર શિતને, મહતાઈ દેતી;
કંપીત કાય કરતી, અતિ આવિ કેલી;
વામીનિ વૃત્તિ મદને કરતીજ મેલી; ૧

### ચાંનરે વૃત.

દીનતો લઘૂ થયા, ગુરૂ થયુ નિશી અતી;
વામિની વિનોદમાં, નિશાચરી વિતાવતી;

સુર્ખ સુર્ખ સાટિનોનિ સેજ ને સજી ભલી;
કેલિ કંથ સાથ કોડથી કરે હળી મળી. ૨

ચુમ્બને અગીંગને પૃસ્વેદ થાય સૂરિતે;
ટાઢને ગણે ન લેશ માત્ર તે કદી ચિતે;
આવશે ન વખ્તઆ નિકેત નાથ જો સખી;
નીજ અંત આવશે હિમન્તથી થઇ દુખી. ૩

## નારાચ વૃત્ત.

જિણાં જિણાં દુકૂલને, શ્રિમંત સૌઉતારિને;
ધરેજ ગાઢ ગાઢ ગર્મ ગર્મ હર્ષ ધારિને;
મુદીત મન્ન દંપતી અતર્લિપે વપૂ પરે;
વિયોગિ વામને ખચીત શત્રુ આ હિમન્તરે. ૪

પવિત્ર પાક બો પ્રકાર ના કરી સુભામિની;
ધરે પતીનિ પાસ આજ રીતિ એ તમામની;
હિમન્તને હઠાવિદે રતી રમી અપાર રે.
વિયોગિ વામને ખચીત શત્રુ આ હિમન્તરે ૫

વિલોકિ માત તાત નીજ પુત્રિ મુગ્ધ વેશમાં,
કરી દિયેજ શિઘ્ર લગ્ન દેશ કે વિદેશમાં;
અલી ઇ રીત એવિ મુગ્ધ કેલિને અનૂસરે;
વિયોગિ વામને ખચીત શત્રુ આ હિમન્તરે. ૬

## માલીની, વૃત્ત.

નવિન નવિન વૃક્ષો, ધાન્યથી પુર્ણ રાજે:
અધિક નમિ રહેલાં, વાતથી પાત ગાજે;
ખગ ગણુ વર ક્ષેત્રો, પેખિ મુદીત થાયે;
કણુ ભરિત સુડોડા, ખાંતથા ફોલીખાયે. ૭

ખુશિ ખુશિ ખુશિ થૈને, ખેડુનો પોંક પાડી;
તિલકણુ મહિ ભેળા, ખાય છે ખુબ દાડી;
મધુ મધુ ગિત ગાતાં, કાપણીતો કરેછે;
મૃગ ગણ પણ પ્રીતે, દાવ દાવે દિસેછે. ૮

નિરખિ નિરખિ તેને, અંગ કંદર્પ ફેલે;
સહિ સહિ પિડ તેની, નેણથી નીર રેલે;
પણ પતિ નવ આવ્યા, દીન શી રીત જાયે;
હિમન્ત હિમત મારી, હારિ હર્ષિત્ત થાયે. ૯

## સેનિકા વૃત્ત.

શીમ માંહિ શેરડી અતી ભરી,
તેમ પૂરની વિષે મળે ખરી;
સ્વામિ વાણુ તે સખી શિ કામની,
ખાય ખૂશિથી સંયોગિ શ્યામની. ૧૦

## શિખરિણી વૃત્ત. (સૂરતાંત)

રતીના થાકેથી, થકિત થઇને સૂંદરિ અતી;
ગતી ધીરી ધારી, ગમન કરતી જો સખિરતી;
ઉરોજો જો તેનાં, વિગળિત જણાયે દુર થકી;
કપોલે દંતોના, દિરઘ ક્ષત દીપે નકિ નકી. ૧૨

તથા ચક્ષૂ તેની, અરૂણ અતિ ઊજાગરણથી;
રતીની ખૂશાલી, ઉર છુપિ છુપાવી જતિ નથી;
અહા! આલી એવું, સુખ કદિ ન પામી નકિ કહૂં;
હિમન્તે હૈયાંની, હિમત હરિ લીધી નિજ સહૂ. ૧૨

## સવૈયા, (મુગ્ધાનું સૂરતાંત.)

હંસ ઉદીત થયે રતિના અતિ, થાક થકી થકિ મુગ્ધ યુવંતી;
મૂકુર મૂખ સમીપ ધરી નિજ, ઓષ્ઠ વ્યથીત અતી નિરખંતી;

પીન પયોધરના નખ ક્ષતજ, પેખતિજ્જો સખિ પ્રીત ધરંતી;
દ્રાષ્ટ વિલોકિજ આપણુની વળિ, મંદિર બારિ બિડીજ;
[હસંતી. ૧૩

## સવૈયા (નવોઢા.)

કળથી નિજ કામિનિના ચિતને, પતિ ગાળિ અતી પ્રિય વાત કરે;
પણ તે મુખથી નવ લેશ વદે, રતિ કારણુથી મન માંહિં ડરે;
પતિ સત્વર સૂઇ રહે શિ રિતે, ઉર એમ વિચાર અપાર ધરે;
ધરિ ધીર પતી રતિ સ્પર્શ કરે, પણ કાર કરે ન,વિકાર કરે. ૧૪

## ઉપેંદ્રવજ્રા વૃત.

હિમન્ત તો આલિ હઠે ભરાણી,
હરેક વાતે કરતીજ હાણી;
રૂડી રિતે મંજન નાજ થાયે,
અમંજને અંબુ ન પાન થાયે. ૧૫

પુંજી પતીની છબિ પૂરિ પ્રીતે,
ઉરે પતી ધ્યાન ધરૂં સુરીતે:
પુરે પુરી તેતણિ જાણ તુંને;
નિયમ્મ એવા અધરાજ મુંને. ૧૬

વિકટ્ટ એ વૃત્ત થયાંજ આજે,
વળી શિરે કામનું વૈર ગાજે;
સુજે ન યુક્તી લવ લેશ તેની,
હવે મુઝાણિં અતિ એથિ એની. ૧૭

નિરોષ્ણુથી સ્નાન કદાચ થાયે,
પરંતુ વાયુ શિતશીત વાયે;
શિશૂ હતો આજ સુધી હિમન્ત:
થયો હવે તો સજની મહંત: ૧૮

સહી સહી એવિ વિકટ્ટ રીતી,
નિભાવવી વૃત્તતણીજ નીતી;
ન ફેર એમાં લવ લેશ થાયે,
શરીર એથી નિજ સૂકિ જાયે. ૧૯

હિમન્તની તાઢ સહી સહીને,
સમીરની શીત લહી લહીને;
સલીલસતો સખિ સૂક્રિયાંજો,
ઉલ્લપિછિન્તાં સરિમાં રિયાજો. ૨૦

દિને દિને વૃધ્ધ હિમન્ત કેરી,
કળાયછે કાય વિશે ઘણેરી;
હવે સખી નાથ ન દર્શ દેશે,
હિમન્ત નિજ હંસ હરીજ લેશે. ૨૧

## શાર્દુલ વિક્રીડિત વૃત્ત.

### (મુગ્ધા વાસકશય્યા.)

શીશુતાઇ વિસારિ યૌવન વિશે, મુગ્ધિત્વથયેલી ત્રિયા;
ધારી ઊર પતી વશીકરણની, ઉત્કર્પ વાતો ક્રિયા;
આતાં પ્રૌઢ પ્રદોશ શૈત્ય હરણી, દૂશાલ ઉષ્ણિક ગૃહી;
ધાગે કેલિ ભુવંન મૂદિત મને, ચાતુર્યતાની સહી. ૨૨

## વસંતતિલકા વૃત. (પ્રેયાલંકાર.)

સ્વામીનિ સંગ વસિને, યુવતી વિલાસી;
ગાળી હિમન્ત તણિ સૂ, રજનીજ દાસી;
કોડેથિ કેલિ કરિને, સુખ જેહ માણે;
ક્યારે મળે સુખ મને, સખિએ પ્રમાણે. ૨૩

### માલિની વૃત્ત. (આવૃતી દીપક અલંકાર)

વિરહિણિ વનિતાની, પીડ હીમન્તની તે;
વિરહ અનુભવેલા નારિ જાણે નકી તે;
કડછિથિ કટુ માહૂં, નાજ જાણી શકાયે;
ખચિત સજનિ એવૂં, જાણિ લેવૂં સદાયે. ૨૪

### ઉપેંદ્ર વજા વૃત્ત (અક્રમાતિ સંયોકિત અલંકાર.)

ખુલી કરૂં બારિ નિકેત કેરી,
ત્વરીત હીમન્ત લિયેજ ઘેરી;
શચા તણો સ્પર્શ કરૂંજ ત્યાં તો
અનંગ આલી પ્રદિપેજ માતો. ૨૫

સહી સહી એવિ વ્યથાજ થાકી,
નથી નથી કાંઇ રહીજ બાકી;
તથાપિ સ્વામી હરગીજ નાવ્યા,
વિદેશમાં વાસ સદા બનાવ્યા. ૨૬

### દોહરો.

સુગુણ ગણે સ્ત્રી મુદિત કર, ધરણી ધાન્યદ જેહ;
સ્વામિ વિના સજની વૃથા, હિમન્ત વિતવ્યો તેહ. ૨૭

### ઇતિ હિમન્ત.



## અથ-શિશીર.

### વસંતતિલકા વૃ-ત.

વીલોકિ વાટ વિતિયા ત્રય કાળ દાસી;
આવ્યો ન અંત દુખનો, ન મટી ઉદાસી;

અંગે સુરંગ તજિયો, ક્ષિણતાઇ ધારી;
સ્વામી વિના શિશિરથી, ભય પામું ભારી. ૧

### ઇંદ્રવજા વૃત્ત.

ઇંદુ થકી રાત્રિ દિપીત જેમ,
ધાન્યેં લસે ક્ષેત્ર તમામ તેમ;
શૈવાલિના શઇ મહીંજ જેવી,
દૃક્ષ સમૂહે મહિ આજ તેવી. ૨

### શાર્દુલ વિક્રીડિત. વૃત્ત.

વાયૂ શીતથિ સિત્કાર થઇને, વર્ણો અધૂરે પડે;
કાયા કંપિ, રૂવાં ઉઠી ઉઠિ અને, દંતો અતી કડ્કડે;
આપે યાદિ રતી તણા સમયની, શીશીર રે આ સમે;
સ્વામી પાસ નથી સખા ચિતજ આ, સૂદેહ મારીદમે. ૩

### મંદાક્રાન્તા વૃત (ભ્રાંત્યાપન્હુતી અલંકાર.)

આવે શાને સદન નિજને, પાપિ શીશીર દોડી;
પીડેછે શા સબબ નિજના, અંગને શર્મ છોડી;
શોકાબ્ધીના અપુર પુરમાં ડૂબતી જાઉં છું રે;
સંયોગીણી નથિ વિરહથી, વ્યાકુળી થાઉં છું રે ૪

### સવૈયા.

કામ ધરી ઘર કામ કરી કરિ, કામ તમામ વિરામ અગારે;
સેજ સજી મખમલ્લ તણી, સુદુશાલ વિશાલ ધરે પુર પ્યારે.
શૂભ અલીંગન ચુમ્બન સ્પર્શની, અંદર મૂખ સિકાર ઉચારે;
સિક્કર કાય રતી શ્રમનો વર, તેહ શિશીરનિ ભીતિ શિ ધારે.૫

હેમ પલંગ પરે મખમલ્લનિ, સેજ બિછાવિ ઉમંગ ધરીને;
શર્વરિ અંદર સ્વામિનિ સંગજ, કેલિ કરે વર અંક ભરીને;

ચાતુરતાઈ અપાર ધરી પદ, આંટિ લિયે અતિ જોસ કરીને;
શીશિર શીરિત એ યુવતી ઉર, ભીતી હૃદયે,દુર રેજ ડરીને. ૬

## ઉપજાતિ વૃત્ત

હિમન્તમાં પિચ્છ રહીત થતાં,
મયૂર જે ઊર અતી દુખાતા;
પામી કળા નૌતમ તે, શિશીરે,
વદે વને વાંણિ મધૂ અતીરે, ૭

## શાર્દુલ વિક્રીડિત વૃત્ત. (મુગ્ધાનું સુરતાંત.)

કેલીમાં સિતકાર સાથ અધરો, છેદાયલા જે દિસે;
ઉરોજે નખછેદ મર્દન તણા, બેઠેલ આલી લસે;
તેને વારમવાર ચાતુરિ થકી, વીલોકતી વામની;
ત્યાગે ભોગ વિલાસનું ભુવનજે, દ્રષ્ટી કરી આમની. ૮

## સવૈયા.

સેજ પલંગનિ ઊપર ઉત્તમ, સેજ સુધારિ અધીક ઉમંગે;
નાથથિ અંક ભરીજ નિશંકથિ, મસ્ત બનૂંરતિના પુર રંગે;
મૂખ થકી સિતકાર અતી કરિ, દંતથિ દંત બિડૂં સુપ્રસંગે;
કયે દિન શીશિર અંદર એ રિત,સૂખ લઊં વસુ જામ અભંગે. ૯

વિચરેલ વિદેશ વિશે જનજે, સહુ આવિ વસ્યા નિજ દેસ વિશે;
અસરીર ઉદીપન સાજ અતી, સહુ વાંમ ધરે નિજ અંગ વિશે;
લપટાઇ ગળે નિજ નાથ તણે, સ્થિત થૈ શુભ સેજ પલંગવિશે;
ઋત શીશિરની રજનીનિ વિશે,રતિ નાથ ભજે ઉછરંગ વિશે ૧૦

## ઉપેંદ્રવજા વૃત્ત.

ઉનૂં કરી નીર પતી નવારી,
કરો થયા ના નિજ શુભકારી:

અમોટિયું નાથનું ના સુધાર્યું
અલી ગયું આયુષ વ્યર્થ મારૂં. ૧૧

ભલાં ભલાં ભોજન ભાવ ધારી,
શિશારમાં સુરિતથી સુધારી;
જમાડિયાના પતિ શૂં ઉચારૂં,
અલી ગયું આયુષ વ્યર્થ મારૂં. ૧૨

કરે કરી પાન બિડી પ્રીતીથી,
દિધી ન સ્વામીકર સૂરિતેથી;
વિયોગ વ્યાધી શિ રિતે વિસારૂં,
અલી ગયું આયુષ વ્યર્થ મારૂં. ૧૩

પતી રિસાયે ત્રિયતો મનાવે,
વિનંતિના વાક્ય જિવ્હાગ્ર લાવે;
લિધું નહી એ રિત સૂખ ચારૂ,
અલી ગયું આયુષ વ્યર્થ મારૂં. ૧૪

પલંગ માંહીં પતિ સાથ પ્રીતે,
સુતી ન નીશી સમયે સુ રીતે;
રતી તણૂ સૂખ લિધું ન સારૂં,
અલી ગયું આયુષ વ્યર્થ મારૂં. ૧૫

લિધૂં ન આલીંગન નાથ સાથે,
લિધૂં નહીં ચુમ્બન કોદિ નાથે;
શિશીર જાશે પતિ વીણુ ધારૂં,
અલી ગયું આયુષ વ્યર્થ મારૂં. ૧૬

## વસંતતિલકા વૃત્ત.

સંયોગિ સુંદરિ સહુ, નિજ સ્વામિ સંગે;
કેલી કરે નિષદિને, અતિશે ઉમંગે;

શીશીર ત્યાંથિ સટકી અટકીજ આહી;
કાંમ પ્રબોધિ દુખદે, નિશિદીન માંહીં. ૧૭

શીશીરને ચિતજબે, મળિ સંપ કીધો,
સૂજે હવેન સજની, જરિ પંથ સિધ્ધો;
કાયેં પલંગ સદને, સહુ ઠાંમ ઠાંમે;
ફેલાવ ફેલ સહિતે, કરિયોજ કામે; ૧૮

પોઢૂં પલંગ પણ ત્યાં, નવ પોઢયું જાયે;
પૃથ્વી પરે પળ નહીં પડખૂં ઢળાયે;
પાવક્ક પાવક સહૂ, થળ કેમ જાણે;
શીરીત રાત્રિદિન જાયજ એ પ્રમાણે.! ૧૯

આવ્યો જણાય સજની, નિજ અંત કાળ;
એવોજ નીજ ઉરમાં, પડિ ગેછ ફાળ;
માટે કહુંછ મુજને, કદિ કાંઇ થાયે;
મંદીર મારૂં તુજનૂં ગણવું સદાયે: ૨૦

તે કેરૂં કારણ તને, કહું બેન મારી;
કીધીછ નીજ તણિ તેં, બરદાશ સારી;
કાઢયા દિનો પતિવિના, ભરતાં ઉસાસા;
તેં આપિયા દિલ થકી, મુજને દિલાસા. ૨૧

તેથી કરી સદનની, હકદાર તું છે;
તેમાં કદી નિજ તણાં, જન કોઇ પૂછે,
તેકાજ લેખ તુજને, લખિ હુંજ આપૂં;
માથે પતી મુદરિકા, તણિમોર છાપૂં. ૨૨

તોયે પતી પરધરાથિ, ગૃહે પધારે;
તે દીન લેખ રદતો, ગણવોજ તારે;

દાસી નથી ગણુતિહૂં, નિજ બેન જાણું;
બીજાં સગાં નિજતણાં, રિપુઓ પ્રમાણું. ૨૩

લીધાંછ સૂખ રતિનાં, અતિ અલ્પ દાસી;
તેમજજ અલ્પ પળ તો, રહિ સંગ સાચી;
તેનૂં ન કાંઇ, પણ જો કુવિયોગ થાશે;

તો વિશ્વ આ વિષ રૂપી, પતિ નેજ થાશે. ૨૪
બેલી થઇ નયનથી, શિદ આંસુ લાવે;?
ક્યાં એમ વાત કરતાં, નિજ મૃત્યુ આવે;?
આતો જરા સમય સૂચક વાત કીધી;
ત્યાં તેહ વાત નકિતે, મન માનિ લીધી! ૨૫

વ્હાલી રડે ન જરિ તૂં, નિજ સમ્મ તૂંને;
શાન્તી જરા શરિરમાં, દરશાય મૂંને;
આપે જરા તું મુજને, નિર બેન મારી;
જેથી સ્થિતી શરિરની, સુધરેજ મારી. ૨૬

હીંમત્ત તૂજનિ સદા, અતિ શ્રેષ્ટ આલી;
આ સેજ વાતનિ મહીં, દ્રગ આંસુવાળી;
દેખી વૃધી દુખતણી, નિજ ઊર થાયે,
માટે ઉદાશિ ઉરના, ધર તૂં જરાયે. ૨૭

દોહરો.

વપુ ઉપ ભોગિ સુરસજનક, દંપતિ મદન પ્રદીપ;
વિતાવિયો સ્વામી વિના સખિ શિશિર તું સમીપ. ૨૮

ઇતિ શિશીર.



## અથ વસંત.

### વસંતતિલકા વૃત્ત.

આલાપ ચારિ નવિઆ, કરિજો ચકોરે;
શીખંડિ કોકિલ અતી, ગરજે સજોરે;
શીરીત ધીર સખિ, સ્વામિ વિના ધરાયે;
આ રતુરાજ નિરખી, મનડું મુઝાયે. ૧

### કિરીટ વૃત્ત.

આમ્રનવાં પલવો વર મોરથિ, શોભિત ઉપવને વન અંદર;
જાઇ જુઈ ગુલબાસ ગુલાલ, પલાસ વિકાસિરિયાં અતિ સુંદર;
ચાતક પીક ચકોર શિખી ગણુ, કાનન અંદર નાદ કરે વર;
આવિ વિપન્તિ વૃધી કરણી, સુવસન્ત વિલોકિ સખી ઉપજે ડર. ૨

### છપય.

વિપિન વનહિ સમ દિસે, પલાસ પ્રસુન સમુદાયે;
વસુધા છાઇ રહી, ગુલાબનિ થકી સદાયે;
કુસુમ શરો સજિ સજી, સજનિ કુસુમાયુધ આવે;
માને નહી જરાય નીર દય થઇ રિબાવે
વળિ કોકિલ શોર બકોરને, સુણિ અકળા ઊંઊરથી;
પ્રભુજી સ્વામિનિવીણુ વિશેશહું, આકુસમા કર ક્રૂરથી. ૩

### મનહર.

વન ઉપવન વર, વેલિ વેલિ તરૂ તરૂ;
નવિન નવિન પત્ર, પ્રસુને ભરીત છે;
સુંદર સુંદર સર, સુંદર સુંદર નિર,
કંજ મન રંજનિત, ખિલેલાં સુરીત છે;

શિત શિત મંદ મંદ, સુગંધિ સુગંધિ વર,
સમિર સમિર દશ, દિશિ પ્રસરિત છે;
યુવતિ યુવતિ કાય, મદન મદન ભરી,
વસન્તનિ અંદર સજનિ એવિ રીત છે. ૪

કુસુમ સમુહ રસ, ભ્રમર સુરિત ચુમિ,
મુદ બનિ મધુ મધુ, ગુંજારવ આદરે;
રસાલ રસાલ પિક, સમુદાય મળિ મળિ,
કરતિ ક્રિડાઓ મધુ- મધુ ટહુ કાં કરે;
સર સરિતા પુલિન, નિરખિ નિરખિ નિત્ય,
સારસ મરાલરી જો, સફરિ ક્રિડા કરે;
નિશિ સુખ કારિ દિન, રમ્ય જાય વસન્તના,
સખિ પતિવીણુ નિજ, નેણુ આંસુડાં જરે; ૫

સમિર સમિર ચાલિ, રહ્યો ચડિ ચોટ સાથ,
અનેક પ્રકાર તણિ, સુગંધિ પ્રસારતો;
શિશિર હિમન્ત તણિ, રજની ઘટીજ ગઇ,
વન ઉપવન આભા, દરસે અપાર તો;
મહંત મહંત નર, જ્ઞાની મુનિ મનવૃતિ,
વિલાસનિ અંદર, વળુધિ ઠાર ઠારતો;
અશરિર આણુફરિ, સજજની ના ધીર જરિ,
પ્રાણુ લેશે વસન્તનિ, નિશિ નિર ધારતો; ૬

### વસંતતિલકા વૃત્ત.

વીલોકિ વાટ ઉરમાં, નાઉચાટ માયે;
સૂખેથિ સેજનિ-વિષે, જરિના સુવાયે:
વીતે કદી દિવસતો, રજનીના વીતે;
આલી વસન્ત પતિની, વિણુ કેમ વીતે.? ૭

## શાર્દૂલ વિક્રીડિત વૃત્ત.

ધારી ઊર ઊમંગ દંપતિ અતી, હૂતાશનીમાં રમે;
ચૂવા ચન્દન અર્ગજા રૂધિરના, સૂરંગ માંહી જમે;
હોરી ગાય સુહર્ષથી ભલભલી, માતાં થઇ મન્નમાં;
એહૂતાશનિ નાથ વીણ વિતવી, તાપો સહી તન્નમાં. ૮

વીતી જાય વસન્ત વાલિ સજની, સ્વામી વિનાની ખરે;
આધી વ્યાધિ ઉપાધિના સમુહથી, દુઃખી અતી હૂં અરે;
કોકીલો ભ્રમરો કપોત શિખિને, મેનાં સ્વરો સાંભળી.
એમાંની બનિ બેન ચેન લવના, કાયા સુજાયે બળી. ૯

## ઉપજાતિ વૃત્ત. (લાટાનુપ્રાસ.)

સંયોગિણી સુંદરિ જેહ આલી,
વસન્ત તેને અતી હોય વાલી;
વિયોગિણી વામિનિ જેહ કોયે;
વસન્ત તેને રિપુ તુલ્ય હોયે. ૧૦

## શાર્દુલ વિક્રીડિત વૃત્ત. (વિનોકિત અલંકાર.)

જે યૂવંતિ વસન્તમાં નિજ પતી, સંગે રતી નારમી;
જે સ્ત્રીથી સ્વપતી વસન્ત રૂતુમાં, કેલી કરે નાનમી;
એવી યૂવતિ જેહ આ જગતમાં, હોયે સખી માહારી;
તેનું જીવિત વ્યર્થ છે ખચિતરે, ખામીન એમાં જરી. ૧૧

## વસંતતિલકા વૃત્ત. (પ્રોષિત નાયક.)

સૂવર્ણ તુલ્ય સુમનો, ગુછથી ભરેલા;
મારૂત મંદમયથી, નમિ જે રહેલા;
એ આમ્ર વૃક્ષ પથિના, નજરે પડે જ્યાં;
આહા! અનંગ શરકે, મુરછિત બને ત્યાં. ૧૨

## માલીની, વૃત્ત.

મધુકર મુદમાતા, પુષ્પ પૃષ્ઠે પડીને;
સુભગિત રસ ચૂમે, રેખિદીને અડીને;
સમિર થકિ નવીનો, પલ્લવ જાયે ચળાજો;
નિરખિ પતિ વિનાતે, આલિ થૈ આંધળાજો. ૧૩

## વસંતતિલકા વૃત્ત.

અંબુથિ આલય શિતાં, સુરિતે કરીને;
ઓપે યુવંતિ અધરો, મન મુદ ભરીને;
પુષ્પો તણા નિજ શિરે, શણગાર ધારે;
સુગંધિ તાહિ પિન કૂચ ભરે સુપ્યારે. ૧૪

## શાર્દુલ વિક્રીડિત વૃત્ત.

જો કામાંગ જુકાવતો વહિ વહી, વીરામ લેના અલી;
રાત્રીને દિન કોકિલો રવતણી, વૃષ્ટી કરંતો વળી;
ધારી ધીરિ ગતી હમેશ વિચરે, વીયોગિણી પાસરે;
વેધી ઊરપિડે અતી સમિરઆ, પામે નહી ત્રાસરે.૧૫

ગાઢી કુન્દ સુમાલતી હરિ નિસૂ, ચારૂ ફૂલી અમૃતે;
ઓપીતી અસુમાર વિદ્રુમવળી, વૈદેહિ જીવા લતે;
બાગો બેન છવાયલા દશ દિશે દર્શાય છે જેહ આ;
વીયોગીણિ વનીતના ઉરતણા, વેધી કહે તેહ આ.૧૬

## સવૈયા.

કુન્દ લતા નિરખી નયને સખિ, કેમ નહીં નિજ દન્ત દુખાયે?
પેખિ પ્રસૂન પ્રકાશિત માલતિ, કેમ ન નીજ ગિરાતુર થાયે?
કેમ ચિરાય નહીં નિજનું ઉર, કોકીલ નારવ સૂણિ સદાયે?
ચારૂ ફળી પડિતે નજરે પતિ, વીણુ પિડે ન દયાજ જસાયે.૧૭

## મનહર. (પ્રોષિત નાયક,)

અરૂંન અરૂંન રંગિ, નવિન નવિન પત્ર;
મોર તણા ગુચ્છ ગુચ્છે, આમ્ર તરૂ જુકિયા;
મંદ મંદ મારૂતનિ, મંદ મંદ લહરીથી,
મંદ મંદ ગતિ ધરિ, ધરિને હલકિંયાં;
ડાળિ ડાળિ પત્ર પત્ર, પીક સમુદાય મળી,
મધુર ધ્વની ઉચારિ, વન વન રોકિયાં;
વિરહિ પથિક દૃષ્ટી, પડે તેહ પર જિયાં,
"આહ! મેનશર" કહિ, મુર્છિત બને તિયાં. ૧૮

## સવૈયા. (એકાવલી અલંકાર ભ્રાન્ત્યા પન્હુતી.)

કરિ સ્પર્શ પ્રસૂન તણો, 'સરિતા' નિરસ્નાંન કરી સ્વછતાઇ ધરી;
ધરિ ધીરિ ગતી હરિમાંન મરાલનું, સુંદર સુંદર ઠાંમફરી;
ફરિ ચંચળતાઇ અધીક ધરી, નિશદીન નિજાલય કાય ઠરી:
ઠરિ શત્રુ સમીર મને હૃદમે, નસંયોગિ બળું છું વિયોગકરી.૧૯

## સવૈયા.

ચારૂ પ્રદોષ શશી કિરણો અતિ, નિર્મળતા મયને સુખકારી;
કોકિલ નાદ મધૂર, "સુમારૂત," શીત સુગંધિ વહે શ્રમ હારી;
ભ્રંગ ગણો મદ મસ્ત બની બનિ, રેણુ દિને ઉચરે ધ્વનિ સારી;
એહ થકી અસરીર ઉદીપન, થાય, પતી ન મળ્યા
સખિ પ્યારી.૨૦

## શાર્દુલ વિક્રીડિત. વૃત્ત.

ઈંદૂની દ્યુતિયે હરી યુવતિની, શ્રી મૂખ આભા અરે:
વિદ્રમે અધરો તણી સુ સુખમા કુન્દે રદોની ખરે,
ગીરાપીક રવે હરી, "શરિરની, સુગંધિ કંજે હરી;
આમ્રે નાથ સ્મૃતી દઇ મન હરી, કામાગ્નિ કાયેભરી.૨૧

## શિખરિણી વૃત્ત.

દિને સેવે સર્વે, ચરણ તરૂ છાયા અતિ ભલી;
તથા રાત્રી માંહી, શરવરિશ કિર્ણો નિરમળી;
શિતાગારે રાખે, શયન કરવાનું પણ ખરે;
નિશંકે દંપન્તી, અરસ પરસાલીંગન કરે. ૨૨

## હરિગીત છંદ.

ઋતિ કાળ કષ્ટ વિશાળ સહિ, મે કાઢિયા સજની અરે;
પંચન્મ કાળ વસન્તનો, તે પણ ચિતે પ્રતિવિણ ખરે;
સહુ દંપતી સુખમાં વસે, થૈ લીન કેલીની વિષે,
નિરખી નિરખિ દુખ પામુ છૂં, રાત્રી દિનાંતરની વિષે. ૨૩
શુભ આમ્ર વૃક્ષ વિપિન વિપિન, નવ પલ્લવે રાજી રહ્યાં,
તેની ઉપર પિક સમુહના, અતિ ગાઢ રવ ગાજી રહ્યા;
તે સાંભળતાં નિજ કાયમાં, અશરિર અતીશય પરવરે,
એવી વસન્ત પતી વિના, શીરીત જાય સખી અરે! ૨૪

## શિખરિણી વૃન્ત. (સંદેહ)

પલાસો પુષ્પેથી, ભરિત અવરેખે નિજ પતી;
તથા વેલી પેખે, નવ પલ્લવને પુષ્પજ વતી;
કદી રોકાયેના, ઘડિભર વિદેશે સહચરી;
પરંતુ એદેશે, અવર ઋતુ હોશે ખર ખરી. ૨૫
મનોહારી મોરો, ભરિત સુરસાલો વિટપને;
વિલોકે વાદેશે, ઉપવન વને કોદિ સ્વપને;
પતી પાણી પીવા, ઉરથિ નવ વાદેશનુ ચહે;
પરંતુ એદેશે, અવર ઋતુ હોશે ઉર કહે. ૨૬
ગિરા કોકીલોની, મધુર મધુ ત્યાંને યતિ હશે;
વસન્તી વાયુયે નિજનિ ગતિ ત્યાં ને કરિ હશે;

નહીતો સૂ સ્વામી, અચુક અહિંયાં આવિ મળે;
વસન્તે વીદેશે, નથિજ, વસિયા કોઇજિ પળે! ૨૭

વસે સ્વાંમી તીયાં, ઉપવન વિકાશ્યાં નહિ હશે;
ક્રિલાલાપી ગીરા, કરણ નવ કાંઈ પડી હશે;
કદીકો કામાની, પ્રિતિનિ અહિસ્વામી કસિ ગયા;
વસન્તે તેવીના, ખચિતજ પિતાંબર નથિ રિયા. ૨૮

## દોહરો.

હરિ સમિરથિ વપુધર, "વપૂ, પિક હરિ રવ મય જોહ;
ફુલ સુગંધિ મય, "પતિવિના, વસન્ત નિગમ્યો તેહ. ૨૯

## ઇતિ વસંન્ત.



## અથ ગ્રિષ્મ.

### વસંતતિલકા વૃત્ત.

ભાનું સતપ્ત અતિને, હરિકૃષ્ણ વાયે;
રાત્રીં વિશે શશિકરો, સુખ દાય થાયે;
માનુંનિ અંગ ભરની, મલયા સમાતે;
એ ગ્રીષ્મ આવિ, પતિ નાવિમળ્યા સુરાતે. ૧

### ચામર વૃત્ત.

સોમ કીરણે વિભાવરી અતી લશીતજે;
નીર યંત્ર સંગ ચન્દનાદિ લેપ શીતજે;
શીતશીત સ પ્રસૂનના અપાર ધારતે;
આલિ ગ્રિષ્મમાં પુરૂષ તાપ હારનારતે. ૨

### સવૈયા (વાસકશય્યા.)

આબ ગુલાબનિ હોદ, ભરી વળી, યંત્ર સલીલ તણા અતિ છોડે;
દ્વાર ખુલે ખસ ત્રાટિ કરી નિર; છાંટિ શયન્ન સદન્તર દોડે;

સેજ બિછાવિ રહી સદળી વર પુંડરિકેથિ અતૂલિત કોડે;
અત્તર અંગ સ્રિ લેપિ ઉશીર, નિકેત અતી શણુગારતિ તોડે.૩

## ચામર વૃત્ત.

કુચ ગન્ધ સાર પંકપંકથી ભરેલજે;
શીત સુમનોનિ માળ કન્ધરે ધરેલજે;
કાન્ચની મહીન જે નિતંબ પુષ્ટ નારિના;
પેખતાં હરાય મંનડાં નકી વિહારિનાં. ૪

વસ્ત્ર જાલથી નિતંબ પુષ્ટને છુપાવતી;
પીન ઊરજે પ્રસૂન માળથી દિપાવતી;
કેશ તો સુગન્ધિ તેલથી ધુપી છટા ધરી;
કામિની સ્તકંથ તાપ હર્ષથી લિયે હરી. ૫

## ઉપેંદ્રવજ્રા વૃત. (વાસકશય્યા)

હેરી ગૃહે છાંટિ ગુલાબ વારી;
અંબારથી સેજ ભલી સુધારી;
ત્યારી બિંજાવી ખસની સુરીતે;
પેખે પતી રાહ ઘણી સુપ્રીતે. ૬

## મનહર છંદ.

શરિરથિ પરસ્વેદ, તણા પ્રવાહજ જોય,
તેથી કરીને વ્યાકુળ, થાય સહુ ઉરમાં;
સુન્દરી સંયોવનાંસુ, ગાઢ કુચ વાળિ રોજ,
આછા આછાં અમ્બરને, ધારે પ્રેમ પુરમાં;
વારિથી ભરિત શુભ. વ્યંજન સમીર કરી,
સ્વામિને રિઝાવતી, રહે સદા હજૂરમાં;
નિશામાં પતીનિ સંગ, અગાશી શયન કરી,
ગણે ન ગ્રીષમ રતિ, તણા મગરૂરમાં. ૭

## વસંત તિલકા વૃત્ત

શોભીતિ શર્વરિ અતી,શશિની પ્રભાથી;
વીલાસિની નયનની, ગતિ વક્તાથી;
વીયોગિણી યુવતિના, ઉરને ન ચૂકે;
કન્દર્પકેરિ અગની, અતિ શોજ ફૂંકે. ૮

## મનહર.

ગરમ ગરબ વાત, વાય દશ દિશ દારશી,
પરાગને કાશ ઉડે, અતિશય આજરે;
ધરણી તપેલિ ઘણી, નિરખતાં નયનથી,
ઉર અકળાય અતિ, પ્રવાસિ તણાજરે;
વિપિન વિપીન ભાનુ, કરથી વનહિ રૂપ,
સરોવર સૂકિયાં, ન નિર આશ લેશરે;
તદપિ ઉરનિ વિશે, આશ ધારી ધારી અતી,
તૃષાતુર થઇ દોડે, હરણ સમાજરે;

## ત્રોટક વૃત્ત.

રવિ કિર્ણ થકી બળિ પાસુ મહીં,
નિજ આનન ઢાળિ અધીક અહી;
રૂત ગ્રિષ્મથિ વિહ્‌વળ છેક બની,
શિખિની તળિ શાન્તિ લિયે સજની. ૧૦

સવિતા કર વન્હિ સમાંન થકી,
ચિત અંગ અતી પ્રજળેલ નકી;
નિલકંઠ ઉભા મુખ પક્ષ ધરી,
સ્વતળે અહિ તોપિ હણેન જરી. ૧૧

નિજ કર્મ રહીત તૃષાથિ હરી,
સલિલે મુખ હાંફિ રિયાજ ફરી,

નિરખે નયનેથિ ગયન્દ અતા,
તદપી ન હણે નથિ એવિ મતી. ૧૨

અતિ શુષ્કિત કંઠ સલીલ વિના,
વનહીનિ સમાં કિરણો રવિના;
ભિતિ વીણુ સલીલનિ આશ મહીં,
હરિ પાસ ગયન્દ પળાય સહી. ૧૩

**મનહર.**

રવિના કિરણું થકી. અંગથી બળેલ અતી,
દાદુર અપાર ભય, ભયથી ભરેલ છે.
પંક વાળું પાણી તજી, કૂદ કૂદ કરી કરી;
છત્ર જાણિ ફણિ ફણુ, તળિયે ઠરેલ છે;
પાણી તણિ પ્યાસે અહિ, આતુર થયેલ અતી,
દાદુર પકડવાની, સુધી વિસરેલ છે.
કાદવ ઉખેડે અતી, મીનને ધ્રુજાવે ગજ;
કેળી કરી સરને, બગાડતાં ફરેલ છે. ૧૪

ફીણુથી ભરેલ મુખ, ત્રષાથી આતુર ઉર,
મહીષી જળાશયોને, શોધે સજની અતી;
બળેલ તમામ ત્રણુ, વાત સાથ ઉડે અતી,
શુષ્ક જળ સ્થાન વન, ભૂમિ ત્રાસ આપતી;
પત્ર વિણુ પેખિ વેલિ, પક્ષિ ધાયે શૈલ કુંજ,
સુરભી અપાર નિર, વિણુ વન ફરતી;
અહાહા! સજનિ આવા, ગ્રિષમ કાળની માંહી,
પ્યારા પ્રાણુનાથ કિયાં હશે? શી હશે ગતી? ૧૫

## ઉપેંદ્રવજા વૃત.

શિળી શયા સાજિ શિળે પલંગે;
શ્રિખંડ કાસ્મીર સુ લેપિ અંગે;
રતી રમીના પતિ સાથ પ્રેમેં,
સખી વિતી જાયજ ગ્રિષ્મ એ મેં ૧૬

## વસંતતિલકા વૃત.

શીતાલયેં સજિશયા, અરવીંદનાથી;
ભીંજાવિ કાય નિજની શિતરાગનાથી;
આલીંગિ નાથ વપુથી, નવહાસિ મારી;
વીયોગ વેઠિ ગ્રિષમે, સહુ ધૈર્ય હારી. ૧૭

## વસંત તલિકા વૃત. (દિવાભિસારિકા.)

મધ્યાન્હ કાળ કુસમો, શૃણ્ગિ ધારિ શીરે;
ચન્દન કેસર અતી, ચરચી શરીરે;
સાડી સુવાસિત .મયી, કૃપ શ્વેત ધારી;
દીવાભિસારિક સખી, વિચરે અપારી. ૧૮

## સવૈયા. (મુગ્ધા વાસકશય્યા)

શિત આલય શીત પલંગ પરે, શિત સેજ બિછાવિ રૂડી રીતથી;
શિત અત્તર ચંદન ચર્ચિ વપૂ, પતિ વાટ વિલોકિ રહી પ્રિતથી;
પરવેશ કર્યો પતિયે ગૃહમાં, વદિના શરમાઇ ગઇ ચિતથી;
જરિ વીચિ જરીક ઉઘાડિ દૃગે, સ્રિપતી નિરખાજ રહીપ્રિતથી.૧૯

## દોહરો.

સંધ્યા નિશિ શશિ કર સુમન, ચન્દન નિર સુખ કાર;
વળિ ગુરૂ દિન ગ્રિષ્મિત સખી, વિત્યાવિણુ ભરથાર.૨૦

## ઇતિ ગ્રીષ્મ.

## અથ શ્રુતિ ફળ.

### દોહરા.

પ્રયોજન દરશન વિષે, કિંચિત શ્રુતિ ફળસાર;
અવર આપું આદરશમાં, નિજમતિની અનુસાર. ૨૧

રસિક પુરૂષ વાંચેસુણે, સ્થિરરાખી નિજ ચિત્ત.
રસાભાસ હૃદયે સ્ફુરે, કાવ્યપથિ જામે પ્રીત. ૨૨

લઘુ ગ્રંથ દરશનમહીં, અમિત કોશ આભાસ,
જાણી ગુરૂ ગ્રંથનિ મહી, અટકાયે નવ ખાસ. ૨૩

ઇતિ શ્રુતિફળ.



# કઠણ શબ્દનો કોષ.



અ

આલી ... ... સખી

અલી ... ... સખી

ઓપે ... ... શોભે

અતી ... ... ઘણું

ઔકાશ ... ... નવરાશ

આભા ... ... કાન્તિ

અંબુદ ... ... વાદળા

અંબર ... ...આકાશ,

[ઝિણા વસ્ત્રો.

અવરેખી... ... જોઈ.

અપુર ... બેસુમાર.

ઓઘ ... ... જથો.

અભિમાન ... ગર્વ.

અસુમાર ... ... ઘણું.

અંબૂ ... ... પાણી.

અનંગ ... ...કાંમદેવ

અંકુર ... ... ટીશી.

અકામી ... ... શંકર.

અકાલિકા ...વીજળી

અભ્ર ... ...વાદળાં

આલાપ ... ...સુરનીલે

અશ્રુ ... ... આંસુ.

ઓષ્ટ ... ... હોઠ.

આગાર ... ... ઘર.

આલય ... ... ઘર.

અવાસ ... ... ઘર.

અરૂણ ... ... લાલ.

અધર ... ... હોઠ.

અમંજન ... નાયાવિના.

અંત ... ... છેડો.

અંક ... ... બાથ.

અષ્ટ ... ... આઠ.

અશરિર ... ...કામદેવ.

આમ્ર ... ... આંબા.

આણુ ... ... દુહાઇ.

અમૃતે ... ...હરડેના

[ વૃક્ષે.

આનન ... ... મુખ.

અવર ... ... બીજું.

આબ ... ... પાણી.

આચ્છાં ... ... પાતળાં.

અહી ... ... સર્પ.

અરવિન્દ ... કમળ.

આલીંગિ ... ભેટી.

અમ્બુજ... ... કમળ.

ઇ

ઇન્દુ ... ... ચંદ્રમા.

ઇક્ષુ ... ... શેરડી.
ઇનામ ... ... બક્ષીસ.

ઉ

ઉદ્યમ ... ... ધંધો.
ઉમંગ ... ... ઉત્સાહ.
ઉર ... ... હૃદય. [ મન.
ઉપવન ... ...ગાંમપાસે [ નું જંગલ.
ઉચાટ ... ... ઉદાસ.
ઉદધી ... ... સમુદ્ર.
ઉરોજ ... ... સ્તનો.
ઉલુપી ... ...માછલાં.
ઉષ્ણ ... ... ગરમ.
ઉષ્ણિક ... ... ગરમ.

ક

ક્રીડા ... ... રમત.
કામ ... સ્ત્રી. કામદેવ.
કામિનિ ... ... સ્ત્રી.
કનિષ્ઠિકા... ... ટચલી [ આંગળી
કુપ ... ... કુવો.
કોડ ... ... ઉમંગ.
કાળ ... ... વખત.
કાશિદ ... ... ખેપાગો.
કશિદતાઇ ... ખેપું.
કોકીલ ... ... કોયલ.
કાશ ... ... ઘાસ.
કનિષ્ટ ... ... નાની.
કૃશ ... ...પાતળી.
કુસુમ ... ... પુષ્પ.
કંજ ... ... કમળ.
કંદર્પ ... ... કામદેવ.
કરીણી... ... હાથણી.
કાય ... ... શરીર.
કણ ... ... દાણા.
કુસુમાકર ... વસંન્ત.
કંપાવે ... ... ધ્રુજાવે.
કેલી ... ... રમત. [કામક્રીડા.
કપોલ ... ... ગાલ.
કળથી ... ...યુક્તિથી.
કર ... ... હાથ. [ કિરણ.
કુસમાયુદ્ધ ... કામદેવ.
કુચ ... ... સ્તનો.
કામાંગ ... ... આંબા.
કુન્દ ...એ નામની વલી.
કામા ... ... સ્ત્રી.
કિલાક્ષાપી ... ભમર.
કરણ ... ... કાન.
કન્ધરે ... ... ગળે.
કાન્ચની ... કટિ [ મેખળા.
કેશ .. ... વાળ.
કુંજ ... ... મંડપ.
કસી ... ... બાંધી.
કામપ્રબોધી ... કામદેવને [ જાગૃત કરી.

ખ

ખાંમોખામ ... ઠેકાણે, [ ઠેકાણે.

ખગ ... ... પક્ષી.

ગ

ગણુ ... ... જથો.
ગીરીવર ... પર્વત.
ગુણી ... ... ગવૈયા.
ગતી ... ... ચાલ.
ગુચ્છ ... ... ઝુથ્થ.
ગાઢ ... ... ઘાટાં.
ગમન... ... જવું
ગાહી ... ... ધાટી.
ગિરા ... ... વાણી.
ગન્ધસાર ... ચંન્દન.

ઘ

ઘડી ... ... ઘડિ.
[ ઘડિયાળ.
ઘટા ... ... જમાવ.
ઘેલી ... ... ગાંડી.

ચ

ચાતક... ... બપૈયા.
ચરણુ ... ... ...પગ.
ચક્ષુ ... ... આંખ.
ચારૂ ... ... પવિત્ર.
ચકોર... ... એનામ
[ નુંપક્ષી.
ચિરાય ... ...ફાટે.

છ

છવાયેલ ... ઢંકાયેલ.
છકીને ... મસ્તથૈને
છકેલી... ...મસ્તથયેલી

જ

જામ ... ... પહોર.
જલદ... ... વાદળ.
જનક... ... ઉત્પન્ન
[ કરનાર.
જલજ ... કમળ.
જમે ... ... જાંમેં.

ત

તરૂ ... ... ઝાડ.વૃક્ષ
તડાપીકા ... તળાવ.
તમ ... ... અંધારૂં.
ત્રશાતુર ... ત્રશાથી
[ આતુર.
ત્રણુ ... ... ખડ.
તીર ... ... ... કાંઠો

થ

થકી ... ... થાકી.થી

દ

દિપાવળી ...દિવાનીહાર.
દર્શ ... ... ...દર્શન.
દાવ ... ... ... વન.
દુસાલ... ઓઢયાની સાલ.
દાદુર... ... ...દેડકા.
દ્યુતી ... ... કાન્તિ
દસન... ... ...દાંત.
દુકુલ... ... ...વસ્ત્ર.
દંપતી ... સ્ત્રી.પુરૂષ.
દહે ... ... બાળે.

ધ

ધામ ... ... ... ઘર.
ધવલ... ... ધોળું.
ધરિણિ ... પૃથ્વી.
ધસે ... ... ...દોડે.

**ન**

નિકેન ... ... ઘર.
નીલકંઠ ... મયુર.
નવ ... ...નવિન.નહીં
નિશા ... ... રાત્રી.
નિશે ... ... રાત્રે.
નિરદ ... ... વાદળાં.
નિરોષ્ણુ ... ઉનુંપાણી.
નૌતમ ... નવીન.
નિશંક ...શંકારહીત.
નીર ... ... પાણી.
નભ ... ... આકાશ.
નિધી ... ... સમુદ્ર.
નિજાલય ... મારૂંઘર.
નિતંબ ...કટી, પશ્ચા- [ તભાગ.

**પ**

પયોધર ... સ્તનો.
પ્રવાસી ... મુસાફરી.
પથીક ... વટેમાર્ગુ.
પ્રસૂન ... પુષ્પ-ફૂલ.
પિચ્છ ... પીંછાં.
પુલિન ... રેતીવાળા [ પ્રદેશ. કાંઠા.
પાંખે ... ... વીના.
પાંસુ ... ... ધૂળ-રજ.
પંકતી ... હાર-માળા.
પ્રદોષ .. સન્ધ્યા.
પાવક... ... અગ્ની.
પાવસ ... ચોમાસું. [ વર્ષાઋતુ.
પલાસ ... ખાખરાના [ વૃક્ષો.
પટ ... ... ...વસ્ત્ર.
પંક ... ... કાદવ.
પંકજ ... કમળ.
પશ્ચિમ ... એનામની [ દિશા.
પત્ર ... ... પાંદડાં.
પુરપતે ... શહેરના [ રાજાયે.
પુર ... ... ...શહેર.
પાક ... ... પકવાન.
પ્રસ્વેદ ... પરશેવો.
પીક... ... કોયલ.
પુંડરીક ... ... કમળ
પીન... ... કઠીણ.
પળ... ...વખત-સમય.
પેખે... ... ...જુએ.
પ્રસારે ... ફેલાવે.
પ્રભા ... ...કાન્તિ.

**બ**

બંદુક ... બપોરીયાના [ ફુલ.

**ભ**

ભુવન ... ... ઘર.
ભમાવે ... ભ્રમિતકરે.
ભા ... ... ...કાંન્તિ.
ભ્રંગ ... ...ભમર.
ભાંમિની ... ... સ્ત્રી.
ભાસ્કર ... ... સુર્ય.
ભીતી ... ભય. બીક.
ભુજંગ ... ... સર્પ.

**મ**

મંદિર ... ... ઘર.
મંજુ ... ...મનોહર.
મંજુલ ... ...પવિત્ર.
મારૂત ... ... પવન.
મધુકર ... ... ભમર.
મધુ ... ... ભમર.
મુદ... ... ... હરષ.
માતા ... ... મસ્ત.
મુદિત ... હરખિત.
મીન ... ...માછતાં
મલાર ...એનામનોરાગ.
મન્મથ ... ...કામદેવ.
મહતાઈ... ... મોટાઇ.
મન્દ ... ... ધીરી.
મૃગ ... ... હરણ.
મહીશી ... ... ભેંશ.
મહી ... ... પૃથ્વી.
મેન ... ...કામદેવ.

**ય**

યુવતી ... ... સ્ત્રી.

**ર**

રાજે ... ... શોભે.
રજની ... ... રાત્રી.
રતી ... ... પ્રીતી.
[ જરા.કામક્રીડા.
રાગ ... ગાવાનારાગ
રવ ... ... સ્વર.
રદ ... ... દાંત.
રસાલ ... ... આંબા.
રૂચીર ... ... સુંદર.
રૂધીર ... ... કેસર.

**લ**

લસે ... ... શોભે.
લતી ... ... વેલી.

**વ**

વામની ... ... સ્ત્રી.
વીમૂખ ... ...જુદુંપડવું.
વીરામી ... વિરામપામી.
વિરહ ... ... જુદાઈ.
વ્યથા ... ... પીડા.
વ્યતીત .. ... વીતાવે.
વિભાવરી ... રાત્રી.
વિતાવતી ... ગાળતી.
વાપી ... ... વાવડી.
વાટિકા ... ... વાડી.
વિકાશી... ... ખીલી.
વીચરિત ... ચાલતા જતા.
વર ... ... ... શ્રેષ્ટ.
વારીદ ... મેઘ વાદળ
વારીજ ... કમળ.
વારી ... ... પાણી.
વસુધા ... પૃથ્વી.
વસુમતી ... ...પૃથ્વી
વપુ ... ... શરીર.
વનહી ... અગ્ની.
વીટપ ... ... વૃક્ષ.
વસુ ... ... ... દેવ.

**શ**

શશી... ... ચંદ્રમા.
શશીકર ... ચંદ્રકિરણ.
શર્વરી ... ...રાત્રી.

| | |
|---|---|
| શર્વરીશ ... ચંદ્રમા. | સુર્ખ સાટીન..લાલ સાટીન |
| શિખિ ... ... મોર. | સુર્ખ ... ... ...લાલ |
| શિખંડિ ... ...મયુર. | સુરભી .. સુગન્ધિવાળું |
| શિશીર ...ઠંડું ૠતુનુંનામ. | સેજ ... ...શય્યા, જરા |
| શીતસમીર ... ઠંડોપવન. | સુગન્ધાદી ...સુગંધિવાળા. |
| શુષ્ક... ... ...સુકાવું. | સલીલ ... ...પાણી. |
| શૈલ ... ... પહાડ. | સલીલસુતો ... કમળો. |
| શરદેંદુ ... શરદ ૠતુનો [ચંદ્રમા. | સદન ... ... ઘર. |
| | સદનાંતર ... ઘર અંદર. |
| શૈવાલિની ... ...નદી. | સતપ્ત ... તપાયમાન. |
| શય્યા ... પથારી. | સારસ... એનામના પક્ષી. |
| શયન ... પથારી. | **હ** |
| શીળી... ... ...ઠંડી. | હીમન્ત ...ૠતુનું નામ. |
| શીળે પલંગે... ઠંડેપલંગે. | હીમ ... ...ટાઢ. બરફ. |
| શીતાલયે ... ઠંડે ઘરે. | હંસ ... ... જીવ. સુર્ય. |
| શીત સુમનો... ઠંડા પુષ્પ | હારી... ... ... હરી. |
| શૈત્ય... ... ... ટાઢ. | હરીસમિરથી ... ચન્દ[નના વાયુથી. |
| શૈત્યહરણી ... ટાઢહરેતેવી. | |
| શૃણી .. ... માળા. | હરી ... બપૈયા. સિંહ, [ભ્રમર. |
| શ્રિખંડ ... ચંદન. | |
| **સ** | હરિઉષ્ણ ... ગરમ વાયુ. |
| સમીર ...પવન, વાયુ | **ક્ષ** |
| સરોજ ... કમળ. | ક્ષત ... ... .. ચિન્હ. |
| સરિતા ... —નદી. | ક્ષિતિ... ... પૃથ્વી. |
| સર ... ... તળાવ. | ક્ષીણતા ... ઘટારો. |
| સરિ... ... ... નદી. | ક્ષેત્ર ... ... ખેતર. |



## અગાઉ આશ્રય આપી ગ્રાહક થનાર સદ્‌ગ્રહસ્થોના

## મુબારક નામો.



મુંબાઇ

૨૫ શાસ્ત્રી મણીશંકર પ્રાણશંકર.
૧૧ સોની આત્મારામ પરશોત્તમ.
૧૦ સાકરલાલ સવાઇલાલ.
૫ પટવારી મોહનલાલ ભીખાભાઇ. બી
૫ જોશી ચાપશી ચતુરભુજ લચ્છા.
૩ રા. રા. માસ્તર ડાયાભાઇ રૂડાભાઇ.
૨ શા. રામદાસ જીવણદાસ તા. અલીબાઈ.
૨ સોની તુલશીદાસ ગીગા.
૨ કંસારા પુરશોતમ વેલજી.
૨ ભાવસાર કેશવ ખુશાલ.
૨ ઠઃ પ્રાગજી કરશનદાસ.
૧ સોની છગન મેઘજી.
૧ સોની રામજી રાણા.
૧ સોની પુરશોતમ માલા.
૧ સોની કલ્યાણજી નરશી.
૧ સોની માધવજી મુળજી.
૧ સોની ગોવીંદ નારણ.
૧ સોની શાંમજી ભગવાન.
૧ ભાવસાર જીવણ પરશોતમ.
૧ ભાવસાર દમુલાલા.
૧ ભાવસાર નારણ ભીખા.
૧ દુલભ બાઈ ગુલાબ.
૧ વિપ્રટોપણ જીવરાજ.

૧ શા તુળશીદાસ હરકીશનદાસ પારેખ.
૧ બ્રમ્હક્ષત્રી પરશોતમ શવજી.
૧ બ્રમ્હક્ષત્રી મોરારજી હંસરાજ.
૧ બ્રમ્હક્ષત્રી આંબા હંસરાજ.
૧ બ્રમ્હક્ષત્રી ભાણજી જેઠા.
૧ બ્રમ્હક્ષત્રી રંગીલદાસ શીવજી.
૧ ભાવસાર કચા જગજીવન
૧ બ્રમ્હક્ષત્રી કરશનજી ઓધવજી.
૧ બ્રમ્હક્ષત્રી રામજી ગોવીંદ
૧ ભાઈ જીવન બાવા.
૧ ઠ. ભાણજી રતનશી.
૧ શા. ભગવાન દામોદર.
૧ ઠઃ શંભુરામ હરજીવન.
૧ છબીલદાસ રાંમદાસ શરાફ.
૧ બ્રમ્હક્ષત્રી કાનજી મીઠા.
૧ બ્રમ્હક્ષત્રી ધનજી મીઠા.
૧ કંસારા નરભેરામ વ્રજભુખણ
૧ સુતાર નરોતમ પરભુ.
૧ છબીલદાસ ત્રીભોવનદાસ.
૧ ઠઃ વીરજી કબા
૧ બ્રમ્હક્ષત્રી નારણજી વાલજી.
૧ શા. મોહનલાલ પરભુદાસ,
૧ શા. મુળજી જાદવજી.
૧ ભગવાનદાસ ધનજી વર્મા.
૧ માસ્તર દેવશંકર દોલતરાંમ જાંની.
૧ શામરાવ ચિન્તામન જોરે
૧ માણેકલાલ રાંમજી કોટેચારી.
૧ બ્રમ્હક્ષત્રી વીઠલદાસ જીણાભાઈ. જરીવાલા.
૧ ઠઃ દેવજી ત્રીકમજી અંક રજીસ્ટ્રેટ
૧ વીપ્ર રામદાસ જેઠાભાઈ.
૧ ભા. હીરજી દામોદર.
૧ પારેખ. ડાહ્યાભાઈ વાલજી.

૧ બ્રમ્હક્ષત્રી ચતુરભુજ પ્રેમજી.
૧ કલ્યાણજી જગજીવન.
૧ ઠ: વીરજી પરષોતમ.
૧ મયાશંકર મોતીરામ.
૧ જોશી શીવલાલ મોરારજી.
૧ ઠ: ગોવીંદજી મુળજી.
૧ ટસુદ્દઅલ્લી ગુલામહુસેન.
૧ લલુ ગંગાદાસ.
૧ વીરજી ત્રીકમજી.
૧ ઠ: વાઠલજી ધનજી.
૧ કશળચંદ કમળશી.
૧ ચતુરભુજ પરષોતમ.
૧ દેવશી નરશી.
૧ અબદુલ કાદર ચાંધભાઇ હકીમ (સુરતવાળા.)
૧ ભણસાળી ખટાઉ માધવજી.
૧ બ્રમ્હક્ષત્રી ધરમશી મુળચંદ.
૧ કંડોળીયા બેચર પરષોતમ.
૧ જહાગીરજી હીરજીભાઇ તબાક.
૧ બ્રમ્હક્ષત્રી લાલજી તેજપાળ.
૧ જોશી દયાળ વાલજી.
૧ ઠ: રાયશી પરષોતમ.
૧ ઠ: કરશનદાસ નથુ.
૧ ઠ: પરભુદાસ ભવાનજી.
૧ શા. સોનાચંદ ભુકનદાસ.
૧ ભાઇ કરશનદાશ શવજી જોગી (વેરાવળ.)
૧ ભૈયારામપ્રસાદજી બાલાજી.
૧ ઠ: હરજીવન રામજી.
૧ ઠ: ગોવરધન કેસવજી.
૧ ઠ: તુલશી લદ્ધા.
૧ મી મોતીરામ ઘેલાભાઇ.
૧ જોતીબા ભાગોજી રેળેકર.
૧ બ્રમ્હક્ષત્રી દામોદર ખીમજી (ભંજેવડી)

૧ ઠઃ ખીમજી જાદવજી.

## પોરબંદર

૨૫ બ્ર.ક્ષ. પુરૂષોતમ પ્રાગજી. | ૧ બ્ર.ક્ષ. લાલજી ડોસા.

૧ બ્રહ્મક્ષત્રી કરશનજી ત્રીકમજી

૧ બ્રહ્મક્ષત્રી ઓધવજી શામજી.

૧ બ્રમ્હક્ષત્રી છગન ભાણુજી સચા.

(ભાઈ હંસરાજ ઓધવજી તરફથી.)

## બામરા.

૧ શ્રિ મુકુંદ ગ્રંથાલય. હ.વ.હ.

૧ રા રા. મણીલાલ મોતીચંદ.

૧ રા. રા. કેસવરાવ ગણુપતરાવ.

૧ રા. રા. કાનજી પોપટ.

૫ રા.રા. જયંતીલાલ ચુનીલાલ, બકસી.

૧ રા. રા. નરસીંહ પોપટ.

૧ બ્રમ્હક્ષત્રી વનમાળી ધરમશી.

૧ ઠઃ ગોકળદાસ જમનાદાસ.

૧ ભાઈ. હરીભાઈ કડવા.

## અમદાવાદ

૫ બ્રમ્હક્ષત્રી ગોપાળ જેઠા.

૧ બ્રમ્હક્ષત્રી ગોકળ વીરજી.

૧ બ્રમ્હક્ષત્રી નરોતમદાશ અમથારામ.

## અમરેલી

૧ સોની દાના હમીર.

૧ સોની સુંદરજી પુરૂષોતમ.

૧ જીવા મેરામ સોની.

૧ શાંઘવી નંદલાલ જેરાજ.

૧ શા દામોદર ફુરજી.

૧ ભાઇ કાળીદાસ દેવચંદ તથા મિત્ર ડોસાવીરજીને ભેટ

૧ રા. રા. કાળીદાસ ત્રીકમજીને ભેટ.

૧ રા. રા. માધવરાવ ચક્રવાણીને ભેટ.

## કુંડલા

૧૦ રા. રા. મુગટલાલ પ્રાણશંકર.

## મહુવા

( સોની દેવરાજ રાણા તરફથી. )

૫ સોની દેવરાજ રાણા.
૧ સોની રણછોડ જેરાંમ.
૧ સોની વીઠલ ગોવીંદ.
૧ સોની છગન ઘેલા.
૧ રા. રા. બ્રમ્હક્ષત્રી ભાણજી કેસવજી.
૧ સોની રામજી હમીર.
૧ શા પરશોતમ અંદરજી.
૧ ખત્રીલીલા ધર અમરશી.

## પાટણ

૧ સાડેશરા. અંબાલાલ ઉમેદરામ.
૧ ગાંધી કચરાલાલ જેઠાભાઇ.
૧ સાંડેશરા. ડાહ્યાચંદ નાનચંદ.
૧ સાડેશરા. મંગળ ભાઈચંદ.
૧ સાડેશરા. માધવલાલ લક્ષમીચંદ.

## હળવદ

નંદવાણા જીવરાંમ મોતીરામ તરફથી.

૧ પ્રભાશંકર રતનજી ઉપાધ્યાય.

## લખતર

૧ કૃષ્ણાશંકર વી○ છગનલાલ રાવળ.
૧ ઉમીયાશંકર હીરજી.

## જામનગર

૧ પંડયા હિરાલાલ માધવજી.

## ધોરાજી

૧ બ્રમ્હક્ષત્રી ડોસા દેવજી.
૧ બ્રમ્હક્ષત્રી જગજીવન કરશનજી.
૧ બ્રમ્હક્ષત્રી ચાંપશી ખીમજી.
૧ બ્રમ્હક્ષત્રી દામોદર નાથા (ડુંગર.)

## લીંબડી

૧ બ્રમ્હક્ષત્રી હંસરાજ વાલજી.
૧ બ્રમ્હક્ષત્રી જેશંગ પ્રેમજી.

૧ બ્રમ્હક્ષત્રી વાલજી ખીમજી.
૧ વાળંદ બાવલ કરશન.

કરાંચી

૧ ઠ: ગોપાળજી ખીમજી.

વંથળી

૧ બ્રમ્હક્ષત્રી મુળજી હંસરાજ.
૧ બ્રમ્હક્ષત્રી હંસરાજ રામજી.
૧ બ્રમ્હક્ષત્રી લાલજી રાંમજી.

અંજાર

૧ શા. સાકળચંદ ભાણજી.
૧ ઠ: ઓઠળદાસ પરમાણંદ (કસોદ.)

ઘોકડવું.

૧ બ્રમ્હક્ષત્રી દેવજી કડવા.

ભુજ

૪ જેરાદી જીવરાજચના'
૧ જાની શીવદાસ તુળજારાંમ.

પ્રભાસપાટણ.

૧ કંસારા મુળચં ઓધવજી.
૧ શા. દેવીદાસ કુબેર (શિહોરવાળ.)

મુંબઇ.

૧ લુવાર રામજી કલ્યાંણ.
૧. બ્રમ્હક્ષત્રી નારણજી ગોપાલજી.
૧ શા. શીવલાલ પિતાંબર.
૧ સોની પ્રાગજી રતનશી.
૧ સોની કરશનજી પ્રાગજી.
૫ બ્રમ્હક્ષત્રી મેઘજી જેતશી.



# જાહેર ખબર.

આ કાન્તગુમા નામનું પુસ્તક મેં પ્રથમ પ્રયાસે પ્રગટ કર્યું છે. તેની અંદર કાવ્યાલંકૃતિ તેમજ કવિત્વની કુશમાધુર્યતા સારી સમાયેલીછે, એમ કેટલાક વાંચનકારોના કેવામાં આવ્યુંછે, એટલુંજ નહીં પરંતુ વાંચન સમયે વાંચન કારનાં નેત્રોયે કર્તા શ્રોતાના અંતઃકરણને ખાત્રી કરી આપીછે. જેઓને એ પુસ્તક જોઇયે તેમણે નિચેને શિર નામે પત્ર દ્વારાયે લખી મોકલવું. રોકડે તથા વેલ્યુપેબલથી મોકલવામાં આવશે. કિંમતથી પોષ્ટેજ જુદુ. દસ નકલ રાખનારને એક નકલ વધારે આપવામાં આવશે.

## પુસ્તક મળવાનું ઠેકાણું.

મુંબઇ:— બારકોટ બારભાઇના મોહલ્લામાં ભીમ સરાફની જોડમાં દામોદર હરીશંકરના માળાના ચોથે મજલે. ગ્રંથકર્તા પાસેથી.

અમરેલી:-સોની કાનજી મુળજી. ઠે: માંડવી પાસે કંસારા બાજાર.